કડક સલામતી વ્યવસ્થા
લાવવામાં આવ્યા હતા.








# જાહેર અપીલ

## અખિલ ભારતીય-કચ્છ. કડવા પાટીદાર સમાજના ભાઈ-બહેનો જોગ

આપણા સમાજ દ્વારા સંચાલિત પાટીદાર વિદ્યાર્થી ભવનને ૨૫, વર્ષ પૂરાં થયાં તે રજતજયંતી મહોત્સવ પ્રસંગે સમાજના સામાજીક ધારાધોરણ અને રીત રીવાજોમાં યોગ્ય સુધારા કરવા માટે આ પ્રસંગે વિચારણા કરવામાં આવી, આ એક આવકારદાયક અને સ્તુત્ય પગલું છે. સમાજના વિકાસમાં સમાજનો વિભાગ કોઈ પંથ કે ધર્મને માનતો હોય તેની ચર્ચાને આમાં અવકાશ હોઈ શકે નહિ.

સને ૧૯૭૭ માં સમાજ તરફથી જે નિયમો ઘડવામાં આવેલા. તેમાં જન્મથી મરણ સુધીના સંસ્કારો હિન્દુ રિત રિવાજો પ્રમાણે પાળવાના રહેશે. તેવો ઠરાવ નાં. ૧૮વાળો પસાર કરવામાં આવેલો. આ ઠરાવ સંપૂર્ણ રીતે વિચારપૂર્વક અને સ્વસ્થ બુદ્ધિથી કરવામાં આવેલ છે. અને કચ્છ તેમજ અખિલ ભારતમાં પરાપૂર્વથી સતપંથ જ્યોતિધામ પંથ છે, અને તેમાં વેદમાં જે અવલ મંઝલની સંસ્કારવિધિ દર્શાવેલી છે, તે પ્રમાણે "ભૂમિદાગ" દેવામાં આવે છે. આ સંસ્કાર એ હિન્દુ મરણાંતર ક્રિયાથી કોઈપણ રીતે વિરૂદ્ધમાં નથી. હિન્દુ સમાજમાં ઘણા વિભાગોમાં "ભૂમિદાગ" દેવાય છે, અને એ પ્રથા પણ તેટલી જ સંસ્કાર માટે પવિત્ર ગણાય છે.

પાટીદાર સમાજની જે નખત્રાણા કચ્છ મુકામે તા. ૧૮/૧૯ મે ૧૯૮૫ના રોજ પરિષદ મળેલી તેમાં તા. ૧૯ મે ના સાંજના ૨-૩૦ થી ૬-૦૦ના સમયમાં મરણાંતર સંસ્કાર વિધિની ચર્ચા જે નાના અંગીયાના વતની પટેલ અખેભાઇ વાલજીએ કરી, તે અસ્થાને અને સમાજના મોટાભાગને તેના કારણે દુઃખ અને ગ્લાની થઇ છે. જેથી હજારો સતપંથી સમાજના ભાઈ બહેનોએ સભા ત્યાગ કરેલો.

આથી સમાજના આગેવાનોને અમો વિનંતી કરીએ છીએ કે હકિકત અને કાયદાની દ્રષ્ટિએ આવા ઠરાવ ગેરકાયદેસર છે અને હિન્દુ ધર્મના પાયાના સિદ્ધાન્તથી વિરૂદ્ધના છે. માટે આ જાહેર અપીલથી જણાવીએ છીએ કે આ બાબતની જે કંઈ નોંધ મીનીટ બૂકમાં થઈ હોય તે નોંધ અને ઠરાવ સમાજના હિત ખાતર રદ પાત્ર જાહેર કરવા ભલામણ કરીએ છીએ. અને ધાર્મિક વિષય કોણીમાં હસ્તક્ષેપના વર્તન અને વલણને અમો સખત શબ્દોમાં વખોડી કાઢીએ છીએ.

તા. ૨૦-૫-૮૫

શ્રી રામજીભાઇ કાનજીભાઇ પટેલ
શ્રી અ. ભા. સતપંથ સમાજ વતીથી
સતપંથી અને થીઓસોફીસ્ટ સાધક,



માં છાપ્યું અને તે સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે.
સ. બિલ્ડીંગ, રફી માર્ગ, ન્યુ દિલ્હી, ટે. નાં. ૩૮૧૦૦૨

પાટી
ટ્રસ્ટ
પટેલ
ટેલ
રે.